# શ્રી સમ્યકત્વ મૂળ બાર વ્રતની સંક્ષિપ્ત ટીપ.

લેખક.

પંન્યાસજી મહારાજ શ્રી ભક્તિવિજયજી ગણિ.

મહેસાણા નિવાસી પટવા ડોસાભાઇ લાડકચંદની
વિધવા બાઇ ફુલીબાઇની આર્થિક સહાયથી.

પ્રકાશક

શા. ફુલચંદ ડાહ્યાભાઇ

આવૃત્તિ પાંચમી

શ્રી સૂર્યપ્રકાશ પ્રિન્ટીંગ પ્રેસમાં પટેલ [illegible]ચંદભાઇ ત્રિકમલાલે
છાપી. ઠે. પાનકોર નાકા—અમદાવાદ.

કીંમત અમૂલ્ય.

# શ્રી સમ્યકત્વ મૂળ બાર વ્રતની સંક્ષિપ્ત ટીપ.

લેખક.

પંન્યાસજી મહારાજ શ્રી ભક્તિવિજયજી ગણિ.

મહેસાણા નિવાસી પટવા ડોસાભાઇ લાડકચંદની વિધવા બાઇ ફીલીબાઈની આર્થિક સહાયથી.

પ્રકાશક

શા. ફુલચંદ ડાહ્યાભાઇ

આવૃત્તિ પાંચમી　　　　નકલ ૨૦૦૦

શ્રી સૂર્યપ્રકાશ પ્રિન્ટીંગ પ્રેસમાં પટેલ મૂલચંદભાઇ ત્રિકમલાલે છાપી. ઠે. પાનકોર નાકા—અમદાવાદ.

કીંમત અમૂલ્ય.

# અનુક્રમણિકા.





# પ્રસ્તાવના.

અનાદિ કાળથી આ અસાર અને દુઃખથી ભરપૂર એવા સંસારમાં જીવોને પરિભ્રમણ કરતાં જન્મ જરા મરણ સંબંધી તેમજ આધિ, વ્યાધિ ઉપાધિસંબંધી અનંતાનંત દુઃખો સહન કરવાથી ભારે કષ્ટમય અનુભવ કરવો પડે છે. તેવા દુઃખો સર્વ જીવોને અનિષ્ટ છે, તેમજ સર્વે જીવો સુખના અભિલાષી છે. પરંતુ સુખની સામગ્રી મળ્યા સિવાય સુખ થઇ શકે નહી. ખરૂં સુખ તપાસ કરતાં મોક્ષ સિવાય એકપણ સ્થાનમાં નથી. મોક્ષને છોડી બાકીનાં તમામ સ્થાનોએ જીવને અમુક મુદત સુધીજ રહેવાનું હોય છે, મુદત પૂરી થયે છોડવું પડે છે તેથી તે વાસ્તવિક સુખ ન ગણાય. એટલે કોઈ દિવસ પણ જેનો વિયોગ ન થાય એવું ખરૂં સુખ મોક્ષમાંજ શાસ્ત્રકાર મહારાજાઓએ બતાવેલ છે. તે મોક્ષનું અપૂર્વ સુખ મેળવવા સર્વજ્ઞ પરમાત્માએ સાધુ—ધર્મ અને શ્રાવકધર્મ એમ બંન્ને પ્રકારના ધર્મો બતાવ્યા છે. જો કે સાધુ ધર્મનું શુદ્ધ રીતે આરાધન કર્યા સિવાય મુક્તિમાં પહોંચાતુ નથી. તથાપિ સાધુધર્મને એકદમ અંગીકાર ન કરી શકે તેવા જીવો શ્રાવકધર્મનું આરાધનાકરતાં પરંપરાએ પણ મોક્ષનાં સુખને પ્રાપ્ત કરી શકે છે. શ્રાવક ધર્મનું આરાધન પણ સમ્યક્ત્વ મૂળ બાર વ્રતનું જો

યથાસ્થિત પાલન કરવામાં આવે તોજ થઈ શકે છે અને તેનું પાલન કરવાથી માનવભવાદિ સકળ સામગ્રી સફળ થાય છે. આ કારણથી શ્રાવક શ્રાવિકાઓએ સમ્યકત્વ મૂળ બારવ્રત ગ્રહણ કરવાની ઘણી આવશ્યકતા છે. કેટલાએક જીવોને વ્રત ગ્રહણ કરવાની અભિલાષા હોવા છતાં તેની સમજુતી વિના ગ્રહણ કરી શકતા નથી. જેથી તેવી સમજુતી માટે ઘણા જીવોની બાર વ્રતના પુસ્તકની માગણી લાંબા સમયથી હોવાથી આ નાની બુક સંક્ષેપથી બાળ જીવો પણ સમજી શકે તેવી પંન્યાસજી મહારાજ શ્રી ભકિતવિજયજી પાસે તૈયાર કરાવી બહાર પાડવામાં આવી છે. આ બુકની અંદર સમ્યકત્વ મૂળ બાર વ્રતનું સ્વરૂપ, તેના અતિચારો, જાવજીવના નિયમો કેવી રીતે પાળવા તે તથા બીજી પણ ભક્ષ્યાભક્ષ્યની કેટલીક સૂચનાઓનો સમાવેશ કરવાથી આ બુક ઘણીજ ઉપયોગી છે તેથી ભવ્યાત્માઓને સમ્પકત્વ મૂળ બાર વ્રત અથવા તેમાંથી જેટલાં પાળી શકાય તેટલાં વ્રતો લેવાને માટે અને તેને બરાબર પાળીને પોતપોતાના આત્માને ઉચ્ચ સ્થિતિમાં લાવવા માટે ભલામણ કરીવિરમીયે છીયે.

મહેસાણા નિવાસી

**ડોસાભાઇ લાડકચંદની** વીધવા **બાઇ ફોલી.**

श्री प मात्मने नमः

# સમ્યક્ત્વ મૂલ બારવ્રતની

## સંક્ષિપ્ત ટીપ.

**नमोदुर्वाररागादि-वैरिवार निवारिणे ।**
**अर्हते योगिनाथाय, महावीराय तायिने. १**

---

### પ્રથમ સમ્યક્ત્વ સ્વરૂપ.

જેઓએ રાગ દ્વેષ અને મોહ પ્રમુખ સમસ્ત દોષોનો ઉચ્છેદ કરી સકલ કર્મમેલને દૂર કરી મહા અતિશયધારી અરિહંત પદ પ્રાપ્ત કર્યું છે, તેવા દેવાધિદેવનેજ આ ભવસમુદ્રનો પાર પામવા માટે શુદ્ધ દેવ તરીકે માનવા.

સમ્યક્ જ્ઞાન, દર્શન, ચારિત્ર રૂપ રત્નત્રયીનું અહોનિશ સેવન કરતા જેઓ મોક્ષમાર્ગમાં પ્રવર્તે છે, નિઃસ્પૃહપણે અન્યજનોને ઉપદેશ આપી પ્રવર્તાવે છે, તેવા નિર્ગ્રંથ મુનિરાજ કંચન કામિનીના ત્યાગી, શુદ્ધ પ્રરૂપક, દેશકાળને અનુસરીને સંજમનો ખપ કરનારા, માતાપિતાદિક કરતાં પણ અત્યંત ઉપગારી તેવા ગુરૂમહારાજ શુદ્ધ ગુરૂ કહેવાય છે. તેવા ગુરૂને મારે ગુરૂ તરીકે માનવા.

## શુદ્ધ ધર્મ તે કેવલીભાષિત સમજવો.

તીર્થંકર મહારાજાઓએ અર્થથી અને ગણધરોએ સૂત્રથી રચેલાં જે આગમો તેમાં પ્રકાશેલો અને જે સકલ જીવોને દુર્ગતિમાં પડતાં અટકાવે તેવો છે તેને ધર્મ કહીએ. એજ ધર્મને ધર્મ તરીકે સદ્દહું.

આ ઉપર બતાવેલી ત્રણ તત્ત્વ મારે માનવા, અન્ય મિથ્યાત્વી દેવ ગુરૂ આદિકને કોઈ કારણસર નમવું પડે તો વ્યવહાર સાચવવાની જયણા.

સ્વલિંગી (વેષધારી)ને વ્યવહારથી તથા ઉપગાર-બુદ્ધિથી વંદનાદિક કરવું પડે તો જયણા.

ભૂલથી. ઉપયોગશૂન્યતાથી અતત્ત્વને તત્ત્વ અને અધર્મને ધર્મ મનાઇ જાય તો જયણા. પાછળથી ખબર પડવાથી ગુરૂ મહારાજ પાસે આલોયણ લઉં.

આ ત્રણ તત્ત્વની બરાબર સદ્દહણા કરવાથી જીવ સમકિતવંત થાય છે. ઘણા કર્મની નિર્જરા કરી શકે છે.

સમકિતવંત જીવોએ નીચે બતાવેલ હકીકત જરૂર ધ્યાનમાં રાખી તેને અમલમાં મૂકવી.

૧. સવારે રોજ બનતાં સુધી ઓછામાં ઓછું નવકાર-સીનું પચ્ચખ્ખાણ કરવું. સાંજે ચૌવિહાર,તિવિહાર, છેવટે દુવિહાર કરવો.

૨. શક્તિ પ્રમાણે દરવર્ષે સાત ક્ષેત્રમાં રૂા. વાપરવા. સાત ક્ષેત્રના નામ–૧ જિનપડિમા, ૨ દહેરાસરજી, ૩ જ્ઞાન, ૪ સાધુ, ૫ સાધ્વી, ૬ શ્રાવક, ૭ શ્રાવિકા.

૩. જ્યાં દેરાસરજીનો જોગ હોય ત્યાં રોજ ૧ વાર દર્શન કરવાં, જે દિવસે દર્શન ન કરૂં તે દિવસે અમુક ચીજ બંધ. જ્યાં જિનમંદિરનો જોગ ન હોય ત્યાં સીમંધર સ્વામી સન્મુખ બેસી ખમાસમણુ દઇ ચૈત્યવંદન કરવું. દરરોજ છતી જોગવાઇએ જિનપૂજા કરવી, છેવટ પાંચ તિથિ તો શ્રાવક શ્રાવિકાએ અવશ્ય પૂજા કરવી. શ્રાવિકાએ શુદ્ધતાનો ઉપયોગ બરાબર રાખવો.

બનતાં સુધી રોજ ૧–૨–૩ બાધાપારાની નવકારવાળી ગણવી. કારણુ કે એક નવકાર પણુ શુદ્ધ ચિત્તે ગણવાથી ઘણા પાપનો ઉચ્છેદ થાય છે.

## સમકિતના પાંચ અતિચાર ટાળવાનો ખપ કરૂં.

૧ જિનવચનમાં શંકા કરવી, ૨ અન્યમતની અભિલાષા કરવી, ૩ ધર્મના ફળનો સંદેહ કરવો, ૪ અન્યધર્મિઓની પ્રશંસા કરવી, ૫ અન્યધર્મિ તથા કુલિંગીઓનો પરિચય કરવો.

ઉપરના પાંચે અતિચાર ટાળવાથીજ સમ્યકત્વ ઉજજવળ રહે છે.

## પહેલું દેશ થકી પ્રાણાતિપાત વિરમણ વ્રત.

કોઇપણ ત્રસ જીવને ઇરાદાપૂર્વક સંકલ્પીને જાણી જોઇને હણવાની બુદ્ધિએ હણવો નહીં. ઘર, કૂપ, નદી, [1]તડાગાદિકમાં તથા આરંભ સમારંભે તથા વ્યાપારમાં તેમજ ઔષધાદિકના પ્રયોગથી હણાય તેની જયણા.

વ્રતધારીઓએ બનતાં સુધી યતના બહુજ રાખવી, પુંજવું પ્રમાર્જવું, દૃષ્ટિથી બરાબર જોવું, જેથી વ્રત ઉજ્વળ રહે.

એવી રીતે વર્તતો ગૃહસ્થ પણ મુનિરાજની અપેક્ષાએ સવા વસાનીજ દયા પાળી શકે છે.

આ વ્રતના પાંચ અતિચાર ટાળવાનો ખપ કરૂં. તે નીચે પ્રમાણે—

૧. વધ તે ક્રોધ કરીને ગાય ઘોડા પ્રમુખ જાનવરોને મારવા તે પ્રથમ [2]અતિચાર.

૨. ગાય, બળદ પ્રમુખ જાનવરોને ગાઢ બંધનથી બાંધવા ત.

૩. છવિચ્છેદ બળદ પ્રમુખના કાન છેદાવે [3]તથા નાથ ઘાલે ઇત્યાદિ છેદન કરાવવાં તે.

૪. અતિભારારોપણ તે બળદ પ્રમુખ ઉપર જેટલો બોજો ભરાતો હોય તેના કરતાં વધારે ભરે તે. શ્રાવકે બનતાં સુધી ઓછો ભાર ભરવો જોઇએ.

---

૧ તલાવ વિગેરે. ૨ માર મારવો તે. ૩ વિંધાવે,

૫. ભાત પાણીનો વિચ્છેદ–ગાય, બળદ પ્રમુખને રોજ જે ખાવાનું અપાતું હોય તેના કરતાં ઓછું આપે તથા અસુર કરીને આપે.

આ પાંચ અતિચાર શ્રાવકોએ જાણવા પણ આદરવા નહીં.



## બીજું દેશથકી મૃષાવાદ વિરમણ વ્રત.

પાંચ મોટાં જૂઠ ન બોલવાં, તે નીચે પ્રમાણે.

૧. કન્યાલીક એટલે કન્યા સંબંધી સગપણ વિવાહાદિકમાં જૂઠું બોલવું નહીં. સોળ વર્ષની કન્યાને બાર વર્ષની કહેવી, બાર વર્ષની હોય તેને સોળ વર્ષની કહેવી, ઈત્યાદિક જૂઠું બોલવું નહીં.

૨. ગવાલીક એટલે ગાય, પશુ વિગેરે ચાર પગવાળાં જાનવર સંબંધી જુઠું બોલવું નહી. જેમકે નાની ગાયને મોટી કહેવી, મોટીને નાની કહેવી, થોડા દૂધવાળીને ઘણાં દૂધવાળી કહેવી, ઘણા દૂધવાળીને થોડા દૂધવાળી કહેવી ઇત્યાદિ.

કન્યાલીકમાં બે પગવાળા સર્વ મનુષ્યો સંબંધી જૂઠું નહીં બોલવાનો સમાવેશ થાય છે, પણ વ્રતધારીને જેવી અપેક્ષા હોય તેવું પચ્ચખ્ખાણ કરવું. ગવાલીકમાં પણ તમામ ચાર પગવાળાંનો સમાવેશ થઇ શકે છે.

૩. ભૂમ્યલીક એટલે ભૂમિ, ખેતર, મકાન, ઘર, હાટ, વાડી પ્રમુખ ભૂમિના સંબંધે જૂઠું બોલવું નહીં.

૪. થાપણ મોસો એટલે પારકી થાપણ ઓળવવી નહીં.

૫. કુડી સાખ એટલે ખોટી સાક્ષી પૂરવી નહીં. કોઇને દેહાંત શિક્ષા ( ફાંસી વિગેરે ) થતી હોય તેમાં અસત્ય બોલાય તેની જયણા. પાંચ મોટાં જૂઠાં અવશ્ય તજવા યોગ્ય છે. ભવભીરૂ યા પાપભીરૂ જીવોનું ખાસ કર્તવ્ય છે.

## આ વ્રતનાં પાંચ અતિચાર નીચે પ્રમાણે છે.

૧. સહસાત્કાર તે વિના વિચારે જેમ આવે તેમ બોલવું.

૨. રહસ્ય ભાષણ કોઈની ગુપ્ત વાત જાહેરમાં મૂકવી.

૩. પોતાની સ્ત્રીના દૂષણ બોલવાં. તેની કોઇ ગુપ્ત વાત હોય કે જે બીજાના સાંભળવામાં આવવાથી તેના પ્રાણ જાય તેવી વાત બીજાને કહેવી.

૪. મૃષા ઉપદેશ–જૂઠો ઉપદેશ દેવો, ખોટી સલાહ આપવી.

૫. કુડો લેખ–ખોટા દસ્તાવેજ કરવા. તથા લખેલ અક્ષરો કાઢી નાખવા તે. આ પાંચ અતિચાર શ્રાવકોએ જાણવા પણ આદરવા નહીં.

## ત્રીજું દેશ થકી અદત્તાદાન વિરમણ વ્રત.

૧. કોઇને ત્યાં ખાતર પાડવું નહીં, તેમ બીજા પાસે પડાવવું નહીં.
૨. ગાંઠ છોડવી નહીં.
૩. ખીસા કાતરવા નહીં.
૪. તાળું ભાંગવું નહીં.
૫. લૂંટ કરવી નહીં.
૬. કોઇની પડી રહેલી કિંમતી ચીજ લેવી નહીં.
૭. રાજ્યદંડ ઉપજે તેવી ચોરી કરવી નહીં.

આ શિવાય કોઇને વિશેષ ત્યાગ કરવો હોય તો આ નીચે લખવું.

## આ વ્રતના પાંચ અતિચાર ટાળવાનો ખપ કરૂં.

૧. ચોર પાસેથી ચોરાઉ વસ્તુ જાણીબુઝીને લેવી તે.
૨. તસ્કર પ્રયોગ–ચોરને ચોરી કરવામાં મદદ કરવી તે.
૩. તપ્પડીરૂપ–સારી વસ્તુમાં બીજી ખોટી વસ્તુ નાખીને આપવી અથવા સારી વસ્તુ દેખાડીને ખોટી વસ્તુ આપવી. વસ્તુના ભેળસેળ કરવા તે.

૪. વિરૂદ્ધ ગમન-રાજ્યવિરૂદ્ધ ગમન કરવું તે. રાજ્યે નિષેધ કરેલા સ્થાને જવું તે.

૫. કુડા તોલ માન માપ રાખવા તે.

આ પાંચ અતિચાર જાણુવા પણુ આદરવા નહીં.

---

## ચોથું દેશ થકી મૈથુન વિરમણુ વ્રત.

( સ્વદારા સંતોષ-પરસ્ત્રીગમનનો ત્યાગ )

સ્વસ્ત્રી એટલે પોતાની પરણેલી સ્ત્રી સિવાય પરસ્ત્રીનો કાયાથી સર્વથા ત્યાગ કરવો. સ્ત્રીઓએ પોતાના પતિ સિવાય પરપુરૂષનો કાયાથી સર્વથા ત્યાગ કરવો.

તેમજ તિર્યંચ અને નપુંસક સાથે વિષયનો સર્વથા ત્યાગ કરવો. મન વચનથી પણુ બનતા સુધી અતિચાર લાગવા દેવા નહીં. સ્વપ્નમાં કદાચ શિયલવિરાધના થાય તો તેની જયણુા.

સ્વસ્ત્રી કે સ્વપુરૂષની સાથે પણુ વિષયસેવનનો બનતાં સુધી દશ તિથિ છેવટ પાંચ તિથિએ ત્યાગ કરવો.

જે પ્રમાણે ત્યાગ કરવો તે અહીં લખવું.

---

## આ વ્રતના પાંચ અતિચાર.

૧. અપરિગૃહિતાગમન—કોઇએ પણ જે સ્રીને ગ્રહણ કરી નથી એવી સ્રી સાથે ગમન કરવું તે પેલો અતિચાર.

૨. ઈત્વરપરિગૃહિતાગમન—અમુક દિવસ સુધી વેશ્યા પ્રમુખને કોઇએ રાખી હોય તેની સાથે ગમન કરવું તે.

૩. અનંગક્રીડા—સ્રીઓનાં અંગોપાંગ વિષયદૃષ્ટિથી જોવાં તથા કામચેષ્ટા કરવી તે.

૪. પરવિવાહ કરણુ—પારકા વિવાહ પ્રમુખ કરાવવા.

૫. તીવ્રાભિલાષ તે કામચેષ્ટામાં અતિ તીવ્ર ઇચ્છા કરવી.

શ્રાવકોએ આ પાંચ અતિચાર જાણવા પણ આદરવા નહીં. આ પાંચ અતિચારમાં સ્વદારાસંતોષવાળાને પ્રથમના બે અનાચાર છે. પાછલા ત્રણ અતિચાર છે.

---

## પાંચમું દેશથકી પરિગ્રહ પરિમાણુ વ્રત.

પરિગ્રહનું નીચે લખ્યા પ્રમાણે પરિમાણુ કરવું.

૧. રોકડા રૂપીયા આટલા (      ) રાખવા.

૨. ધાન્ય તે તમામ જાતનું રૂા. (          ) સુધીનું સંગ્રહવું.

૩. સ્થાવર મિલ્કત ઘર, હાટ, વખાર વિગેરે થઇને રૂા.          સુધીનાં રાખવાં.

૪–૫. સોના, રૂપા, માણેક, હીરા વિગેરેના દાગીના રૂા.
સુધીનાં રાખવાં.

૬. ફરનીચર, ઘરનો પરચુરણ સામાન, રાચરચીલું, વાસણ વિગેરે કિંમત રૂા. સુધીનું રાખવું.

૭. નોકર ચાકર બે પગવાળાં ( ) રાખવા.

૮. ચાર પગવાળાં જનાવર ( ) રાખવા.

૯. ક્ષેત્ર ( ) રાખવા.

અથવા એકંદર રીતે નવવિધ પરિગ્રહનું પરિમાણ કરવું. જેમકે રોકડ, ઘરેણું, ઘર, હાટ, પરચુરણ રાચરચીલું તમામ મળીને રૂા. સુધીનું રાખવું, તેથી વધારે થાય તો તુરતજ સારા માર્ગમાં ખરચી દેવું.

આ પ્રમાણે એકંદર પણ નિયમ થઈ શકે. જેમ બને તેમ તૃષ્ણા ઓછી કરવી. વારંવાર આ વ્રતને યાદ કરવું. જેથી અતિચારનો પણ ભય નહીં રહે.

---

## આ વ્રતના પાંચ અતિચાર.

૧. ધન ધાન્ય પરિમાણાતિક્રમ–જ્યારે ઈચ્છાનાં પરિમાણુથી ધન વધે ત્યારે આ તો મારા પુત્રનું એમ કહી ભાગ પાડવા તે અથવા જેટલી રકમ રાખી હોય તેમાંથી ઘરેણાં કરાવી લેવા ઇત્યાદિ.

૨. ક્ષેત્રપરિમાણાતિક્રમ–ક્ષેત્રો નિયમથી વધારે રાખવા.

૩. રૂપું તથા સોનું પરિમાણુથી અધિક રાખવું.

૪. તાંબુ, કાંસું, પીત્તળ વિગેરે મર્યાદાથી વધારે રાખવું.

૫. દાસ, દાસી, ગાય, ભેંસ પ્રમુખ જનાવરો પરિમાણુથી અધિક રાખવાં તે.

આ પાંચ અતિચાર શ્રાવકોએ જાણવા પણ આદરવા નહીં.

## છઠ્ઠું દિસિ પરિમાણ વ્રત.

| | |
|---|---|
| પૂર્વ દિશાએ | ગાઉ જવું ખપે. |
| પશ્ચિમ દિશાએ | ગાઉ જવું ખપે. |
| ઉત્તર દિશાએ | ગાઉ જવું ખપે. |
| દક્ષિણ દિશાએ | ગાઉ જવું ખપે. |
| ઈશાન ખુણામાં | ગાઉ જવું ખપે. |
| અગ્નિ ખુણામાં | ગાઉ જવું ખપે. |
| નૈઋત્ય ખુણામાં | ગાઉ જવું ખપે. |
| વાયવ્ય ખુણામાં | ગાઉ જવું ખપે. |
| ઉર્દ્ધ ( ઉંચે ) | ગાઉ જવું ખપે. |
| અધો ( નીચે ) | ગાઉ જવું ખપે. |

પૂર્વે કહેલાં પાંચ અણુવ્રતને ગુણકારી ત્રણ ગુણ-વ્રત કહ્યા છે તે મધ્યે આ પહેલું ગુણવ્રત જાણવું.

આ ઉપરાંત કાગળ, તાર, છાપાઓ વાંચવાની તથા લખવાની તેમજ માણસ મોકલવાની જયણા.

## છઠ્ઠા વ્રતના પાંચ અતિચાર.

૧. ઉર્ધ્વદિક્ પ્રમાણાતિક્રમ–મર્યાદા કરતાં વધારે ઉંચે જવું તે.

૨. અધોદિક્ પ્રમાણાતિક્રમ–મર્યાદા કરતાં વધારે નીચે જવું તે.

૩. તિર્યિંછદિશા પ્રામાણાતિક્રમ–ચાર દિશાની મર્યાદા ઓલંઘવી તે.

૪. ક્ષેત્રવૃદ્ધિ–બધી દિશાઓના ગાઉને ભેગા કરી એક દિશાએ વધારે જવું તે. અર્થાત્ રાખેલા પ્રમાણમાં હાનિ વૃદ્ધિ કરવી તે.

૫. સ્મૃતિ–અંતધાન–તે કેટલા ગાઉ રાખ્યા છે એવી ખબર ન રહેવાથી આગળ જવું તે. એટલે સંદેહ પડયા છતાં આગળ જવું તે.

શ્રાવકોએ આ પાંચ અતિચાર જાણવા પણ આદ-રવા નહીં.

# સાતમું ભોગોપભોગ પરિમાણુ વ્રત.

ભોગ તે એકવાર ભોગવાય તે. જેમકે ભોજન વિલેપન પ્રમુખ જે એકવાર ઉપયોગમાં લઇ શકાય પછી નકામાં થાય.

ઉપભોગ તે એકજ ચીજ ઘણીવાર ભોગવાય તે. જેમકે વસ્ત્ર, અલંકાર, ઘર, સ્ત્રી વિગેરે. ઉપર બતાવેલ ભોગ અને ઉપભોગની વસ્તુનું પરિમાણુ (માન) કરવું તેને સાતમું ભોગોપભોગ પરિમાણુ વ્રત કહેવાય છે.

તેને માટે ચૌદ નિયમ ધારવા તે નીચે પ્રમાણે—

૧. સચિત્ત વસ્તુ રોજ                    આટલી ગણુ-
   તરીની ખપે.

૨. દ્રવ્ય કેતાં જેટલી ચીજ મુખમાં નાખીએ તે દ્રવ્ય તેની ગણુતરી કરવી.

૩. વિગય એટલે [૧]ઘી, [૨]ગોળ, [૩]દુધ, [૪]દહીં; [૫]તેલ, [૬]કડાવિગય. છ વિગયમાંથી એક વિગયનો નિરંતર ત્યાગ કરવો. કદાચ સર્વથા (૧) વિગયનો ત્યાગ ન થાય તો તે વિગયનાં નિવિયાતાં છુટાં રાખી કાચી વિગયનો પણુ ત્યાગ થઇ શકે. જેમકે દૂધ ન ખપે અને દૂધનાં નિવિયાતાં દૂધપાક, ખીર વિગેરે ખપે. તે પ્રમાણે તમામ વિગયમાં જાણી લેવું.

૪. વાણુહ કેતાં ઉપાનહ તે પગરખાં તથા મોજાં વિ-
ગેરેની આટલી જોડ વાપરવી.

૫. તંબોલ તે સોપારી, એલચી વિગેરે મુખવાસનો
તોલ રાખવો.

૬. વત્થ કેતાં વસ્ત્ર નંગ પહેરવાં.

૭. કુસુમ કેતાં સુંઘવાની વસ્તુ શેર ( ) ખપે.

૮. વાહન કેતાં ગાડી, ઘોડા, ઉંટ, વહાણ વિગેરે
નંગ ( ) ખપે.

૯. શયન કેતાં શય્યા આસન ( ખપે. ગાદી
ચાકળા વિગેરેની જયણા રાખવી.

૧૦. વિલેપન તે શરીરે વિલેપન કરવાની વસ્તુ
શેર ( ) વાપરવી.

૧૧. બ્રહ્મચર્યનો નિયમ ધારી લેવો. જેણે ચોથું વ્રત
ઉચ્ચાર્યું હોય તેઓએ કાયાથી બ્રહ્મચર્ય પાળું
એમ બોલવું, બીજાઓએ પણ ગણતરી કરવી,
દિવસે બ્રહ્મચર્ય પાળવું, રાત્રીએ પણ ઘણી આ-
સક્તિ કરવી નહીં, જેમ બને તેમ બહુજ અલ્પ
પ્રમાણ કરવું, વ્રતધારીઓએ દશ તિથિ છેવટ
પાંચ તિથિએ કાયાથી બ્રહ્મચર્ય પાળવું.

૧૨. દિસિ તે દશે દિશાએ આટલા ગાઉ જવું.

૧૩. ન્હાણ કેતાં સ્નાનની ગણતરી કરવી. ધર્મકાર્યે
જયણા.

૧૪. ભત્ત કેતાં ભોજન અને પાણી. તે જમતી વખતે ભાતપાણી જે વપરાય તેના તોલની ગણુતરી કરવી. તે વખતે આટલા ( )શેર વાપરવું;પાછળથી પાણી પીવાય તેની પણ ગણુતરી કરીને આમાં સમાવેશ કરવો.

આ ચૌદ નિયમ સવારે ધારી સાંજે સંક્ષેપવા. સાંજે નવાં લેવાં, સવારે પાછા સાંજના સંક્ષેપી નવા લેવાં. જે દિવસ પોસહ લેવાનો હોય તે વખત સંક્ષેપી દેવા, પોસહ પારીને તુરતજ લેવા. આ હકીકત લક્ષ્યમાં રાખવી. વળી રાત્રીનાં અને દિવસનાં નિયમમાં :કેટલોક ફેરફાર હોય છે. જેથી સવારના અને સાંજના લેવા અને સંક્ષેપવાનો બરાબર ઉપયોગ રાખવો. આ ચૌદ નિયમ ધારનારને માટે એક જુદી બુક ચૌદ નિયમની અમારી લખેલી છપાણી છે, તે વાંચવાથી વિશેષ ખબર પડશે.

આ ચૌદ નિયમ ઉપરાંત નીચેના નિયમોપણ ધારવા.

પૃથ્વીકાયમાં ( ) શેર માટી ને મીઠું વાપરી શકાય.
અપ્પકાયમાં પાણી વાપરવાનું કે પીવાનું મણ ( )રાખવું.
નદી, તળાવ વિગેરેની જરૂર પડે તો ગણુતરી કરવી.
તેઉકાયમાં ચુલા, સગડી, દીવા વિગેરેની ગણુતરી કરવી.
વાઉકાયમાં વિંજણા,પંખા,હિંચોળા ।વગેરેની ગણુતરી કરવી
વનસ્પતિકાયમાં આટલા શેર વાપરવું એમ ગણુતરી કરવી.

ત્રસકાયની જયણા રાખવી. હણવાની બુદ્ધિએ કોઇ જીવને હણવો નહીં.

અસી કેતાં ચાકુ, સુડી, કાતર વાપરવાની ગણતરી.
મસી કેતાં શાહીના ખડીયા વાપરવાની ગણતરી.
કૃષી કેતાં કોદાળી, પાવડા, કુહાડી વિગેરેથી આટલી જમીન ખોદવી.

તેનો ત્યાગ કરવો હોય તો ત્યાગ કરવો.

ચૌદ નિયમ ઉપરાંત ઉપરના છકાય અને ત્રણ અસી, મસી, કૃષી સંબંધી પણ નિયમ ધારનાર ધારે છે; કેમકે તે ઉપયોગી છે.

સાતમા વ્રતમાં ચૌદ નિયમ ધારવા, તેમ પંદર કર્માદાનના વ્યાપારનો ત્યાગ કરવો. કેમકે તે ઘણાં પાપનાં કારણ છે. કદાચ કોઇને કવચિત્ તે બાબતની જરૂરી દેખાય તો ૧-૨-૩ જરૂર જેટલાંની છુટ રાખી બાકીનાનો ત્યાગ કરવો.

૧ ઈંગાલ કર્મ તે કુંભાર, ભાડભુંજા વિગેરેનાં આગ્ન સબંધી કર્મ-તે સંબંધમાં ચુનો, ઇંટું, નળીયાં વિગેરેનો વેપાર ન કરૂં, ઘર ખર્ચે જુવે તે લાવવાં, કદાચ વધી પડે તો કોઇને વેચાણ આપવાની જયણા. ઈરાદાપૂર્વક વેપારની બુદ્ધિથી ભઠ્ઠી કરાવી પકાવીને તેનો વેપાર ન કરવો.

૨ વનકર્મ તે લીલાં પાન, ફુલ, શાક, લાકડાં, વનસ્પતિ

વિગેરેનો વ્યાપાર ન કરવો.

૩ સાડીકર્મ તે ગાડાં, હળ પ્રમુખ તૈયાર કરાવી તેનો વ્યાપાર ન કરવો.

૪ ભાડીકર્મ તે ગાડી, ઘોડા વિગેરે ભાડે આપવાનો વ્યાપાર ન કરવો.

૫ ફોડીકર્મ તે ક્ષેત્ર, કુવા, વાવ ખોદાવી તથા સુરંગ કરાવી જમીન ફોડાવવાનો ધંધો ન કરવો.

૬ દંત વાણિજ્ય તે હાથીદાંત વિગેરેનો વ્યાપાર ન કરવો.

૭ લખ્ખ વાણિજ્ય તે લાખ તથા ગુંદર વિગેરેનો વ્યાપાર ન કરવો.

૮ રસ વાણિજ્ય તે ઘી, ગોળ, તેલનાં વ્યાપારનો ત્યાગ કરવો. જેટલી છુટ રાખવી હોય તેટલી રાખી બાકીનો નિયમ કરી લેવો, બનતાં સુધી સર્વથા ત્યાગ થાય તો ઠીક.

૯ વિષવાણિજ્ય તે અફીણ, ઝેરવિગેરેનો વ્યાપાર ન કરવો.

૧૦ કેશ વાણિજ્ય તે પશુ પંખીનાં કેશ (વાળ), પીંછા, ઉન વિગેરેનો વ્યાપાર ન કરવો.

૧૧ યંત્રપીલણ કર્મ તે મીલ, જીન, સંચા, ઘાણી, ઘંટી વિગેરેનો ધંધો ન કરવો. કદાચ જરૂર હોય તો તેટલી છુટ રાખવી.

૧૨ નિર્લાંછન કર્મતે કોઇ બળદ, ઘોડા વિગેરેને નપુંસક કરવા કરાવવા નહીં. કાન, નાક કે બીજા અંગોપાંગ છેદાવવાં નહીં.

૧૩ દવદાન કર્મ કેતાં વનમાં કે સીમમાં કે કોઇપણ જગાએ અગ્નિદાહ દેવો નહીં.

૧૪ જળશોષણ કર્મ તે સરોવર, તળાવ વિગેરેના પાણીનું શોષણ કરાવવું નહીં. કારણસર કુવા ટાંકા ગળાવવાં પડે તેની જયણા.

૧૫ અસતિપોષણ કર્મ તે રમતને ખાતર ક્રીડા નિમિત્તે કુતરા, બીલાડાં, મેના, પોપટ વિગેરે પાળવાંનહીં.

આપંદરકર્માદાનમાં જેઓને જે રીતે ત્યાગ કરવો હોય, અથવાછુટ રાખવી હોય,તેઓએ આ નીચે લખી લેવું.

ચૌદ નિયમ ધારવા તેમાં બનતાં સુધી બાવીશ અભક્ષ અને બત્રીશ અંતકાયનો તો જરૂર ત્યાગ કરવો. તેવી ચીજો છુટી રાખવી નહીં. કેમકે તે મહાપાપનું કારણ છે. તે અભક્ષ અનંતકાયનાં નામો પાછળ લખ્યાં છે. લીલોતરીની ગણતરી કરવી તેમાં પણ અભક્ષ અનંતકાયને સમજીને તેનો ત્યાગ કરવો તેજ શ્રેષ્ટ છે.

## સાતમા વ્રતનાં પાંચ અતિચાર—

૧ સચિત્ત આહાર–સચિત વસ્તુ ખાવી તે.

૨ સચિત્ત પ્રતિબદ્ધ આહાર–સચિત્તની સાથે વળગેલી વસ્તુ ખાવી તે.

૩ અપક્વ આહાર—બરાબર નહિ પાકેલી વસ્તુ ખાવી તે.

૪ દુઃપક્વ આહાર—ખરાબ રીતે પાકેલી ( મિશ્રિત ) વસ્તુ ખાવી તે.

૫ તુચ્છૌષધિ ભક્ષણ—ખાવામાં થોડું આવે અને નાખી દેવું ઘણું પડે એવી વસ્તુ ખાવી તે.

શ્રાવકોએ આ પાંચ અતિચાર જાણવા પણ આદરવા નહીં. પંદર કર્માદાન સબંધી ૧૫ અતિચાર ગણતાં આ વ્રતનાં વીશ અતિચાર થાય છે.

---

## આઠમું અનર્થ દંડ વિરમણ વ્રત.

કોઈ પણ પશુપક્ષીઓને ક્રીડાની ખાતર ઘેર પાળવાં નહીં, પણ તેમાં કુતરાં, બીલાડાં વિગેરે હિંસક જનાવરોને તો જરૂર પાળવાં નહી. હાથી, ઘોડા, ઘેટા, કુકડા વિગેરેની રમત જ્યાં થતી હોય ત્યાં જોવા જવું નહીં. રસ્તે ચાલતાં જોવાઇ જાય તેની જયણા. કોઈને ફાંસી આપતા હોય ત્યાં જોવા જવું નહીં. બને ત્યાં સુધી સ્ત્રી કથા, રાજ્ય કથા, દેશ કથા તથા ભોજન કથા વિનાકારણે નહીં કરવાનો ઉપયોગ રાખવો.

રસ્તે ચાલતાં વિનાકારણે ઝાડ તોડવાં નહીં. છતી સવડે લીલોતરી ઉપર પગ મૂકીને ચાલવું નહીં.

આ સિવાય કોઈપણ પ્રકારે અનર્થદંડ થતો હોય

તો બનતાં સુધી ઉપયોગ બરાબર રાખવો. શસ્ત્રનાં વ્યાપારનો આમાં સમાવેશ થાય છે, તેથી હથીયારનો પણ વ્યાપાર ન કરવો. ઘરકામે રાખવાની જયણા રાખવી.

કોઇ કારણસર અથવા અશકય પરિહારથી કોઇ શસ્ત્રાદિક વિગેરેનો વ્યાપાર કરવો પડે તો તેની જયણા રાખવી.

જેમાં આપણું કે આપણી સંતતી વિગેરેનું કશું હિત સમાયેલું ન હોય, પરિણામે અનર્થજ થાય તેમ હોય તે અનર્થ દંડ સમજવો.

## આઠમા વ્રતના પાંચ અતિચાર—

૧. કંદપ્પે—કંદર્પ વિકાર વધે તેવી કુચેષ્ટા કરવી તે

૨. કુકુઇએ—કામોત્પન્ન કરનારી વાર્તા કરવી તે.

૩. મોહરીએ—મુખવડે હાસ્યાદિકથી જેમ તેમ બોલવું તે. અથવા કોઇની ગુપ્ત વાત ખુલી કરવી, જેથી તે કષ્ટ પામે તેવી વાત મુખથી બોલવી તે.

૪. સંજુત્તાધિકરણ-પોતાના ખપ કરતાં વધારે અધિકરણો મેળવવાં તે.

૫. ભોગાતિરીક્ત—ભોગમાં તથા પરિભોગમાં વપરાતી ચીજો ખપ કરતાં વધારે તૈયાર રાખવી તે.

શ્રાવકોએ આ પાંચ અતિચાર જાણવા પણ આદરવા નહીં.

## ૯ નવમું સામાયિક વ્રત—( પહેલું શિક્ષા વ્રત. )

જેમાં રાગદ્વેષનો અભાવ અથવા સર્વ જીવસમૂહ ઉપર સમભાવવાળી બુદ્ધિનો અનુભવ થાય તેનું નામ પરમાર્થથી સામાયિક કહેવાય છે. સમ કેતાં શાંતિ તેનો આય કેતાં લાભ જેમાં થાય તે સામાયક–સમ કેતાં જ્ઞાના દિગુણ તેનો લાભ જેનાથી થાય તેનું નામ સામાયક.

તે સામાયક હમેશાં એક તો કરવું.

અથવા માસ ૧)માં(            )કરવા.
અથવા વરસ ૧)માં(            )કરવા.

શરીરાદિકનું કારણ હોય ત્યારે આગળ પાછળ કરીને જેટલાં રાખ્યા હોય તેટલાં પૂરા કરી દેવા.

બનતાં સુધી નિરંતર એક સામાયક કરવું તે વધારે ઉત્તમ છે. રાત્રી દિવસના ૨૪ કલાકમાં બે ઘડીનું એક સામાયક કરવું તે કંઇ કઠીન નથી. આત્મહિત કરવાનો આ અમૂલ્ય સમય છે.

### આ વ્રતના પાંચ અતિચાર—

૧. મનદુઃપ્રણિધાન–મનમાં કુવિકલ્પ ચિંતવે, મનને દુષ્ટ રીતે પ્રવર્તાવે.

૨. વચનદુઃપ્રણિધાન–સાવદ્ય વચન બોલે, વચનને દુષ્ટ-રીતે પ્રવર્તાવે.

૩. કાયદુઃપ્રણિધાન–સામાયકમાં કાયા હલાવે, ભીંતે પીઠ દઇને બેસે. નિદ્રા લે તે.

૪. અનવસ્થાદોષ—જે ટાઈમે સામાયક લીધું તે પૂરે ટાઇમે ન પારે, વેલાસર પારે.

૫. સ્મૃતિવિહિન—સામાયક લઇને ટાઇમ ભૂલી જાય સામાયક પાંરવું ભૂલે તે. ઉપરના પાંચ અતિચાર જાણુવા પણ આદરવા નહીં.

---

## ૧૦ દશમું દેશાવગાસિક વ્રત (દ્વિતીય શિક્ષાવ્રત)

છઠ્ઠા દિગ્પરિમાણ નામના પેલા ગુણવ્રતમાં દેશ પ્રદેશ સર્વત્ર હરવા ફરવા માટે વધારે રાખેલાં હોય તેને આ વ્રતમાં સંક્ષેપી લેવામાં આવે છે, માટે અહીં સંક્ષેપ કરવો. તેમજ સાતમા વ્રતમાં બતાવેલ ચૌદ નિયમની યાદીનો આ વ્રતમાં બરાબર ઉપયોગ કરવામાં આવે છે, જેથી ચૌદ નિયમ પણ બરાબર ધારવા. વળી પરંપરાથી દશ સામાયકનું પણ દેશાવગાશિક વ્રત થઇ શકે છે, તેમાં સાવદ્ય વ્યાપાર ન કરવો. ઉપવાસ કે—એકાશન કરી આઠ સામાયક અને બે પડીક્કમણાં કરવાં, તેમાં પુસ્તકાદિનું વાંચન કરવું. બીજે વખતે જિનપૂજા વિગેરે થઇ શકે.

તે વરસ ૧)માં( )કરવાં.

### આ વ્રતના પાંચ અતિચાર—

૧ આણવણ પ્રયોગ—ધારેલ ઉપરાંત ભૂમિમાંથી વસ્તુ મંગાવવી તે.

૨. પ્રેષવણ પ્રયોગ—હદ બહાર વસ્તુ મોકલવી તે.

૩. સદ્દાણુવાય—શબ્દ કરીને હદ બહારથી વસ્તુ મંગાવવી તે.

૪ રૂવાણુ-રૂપ દેખાડીને હદ બહારથી વસ્તુ મંગાવવી તે.

૫ પુદ્ગલ પ્રક્ષેપ—કાંકરા નાંખીચે હદ બહારથી વસ્તુ મંગાવવી તે. અથવા હદ બહાર રહેલાઓને પોતે અહીં છે એવા ખબર આપવા કાંકરો નાંખવો તે. આ પાંચ અતિચાર જાણવા પણ આદરવા નહીં.

---

## ૧૧ અગ્યારમું પૌષધ વ્રત, (ત્રીજું શિક્ષા વ્રત)

જે શુભ કરણીથી જ્ઞાન દર્શન ચારિત્ર પ્રમુખ આત્માના સ્વાભાવિક ગુણોને પુષ્ટિ મળે તેને શાસ્રકાર પૌષધ કહે છે.

દરવરસે આઠ પહોરના અથવા આઠ પહોરના ન બની શકે તો ચાર પહોરના પોસહ ( )કરવા, તેમાં એકલી રાત્રીના પણ બનતા સુધી થોડા ઘણા કરવા.

### પૌષધના મુખ્ય ચાર પ્રકાર છે તે આ પ્રમાણે—

૧ આહાર પોસહ—એકાસણું, આંબેલ, ઉપવાસ વિગેરે તપ કરવો તે.

૨ શરીરસત્કાર પોસહ—શરીરનો સત્કાર ન કરવો તે,

૩ અવ્યાપાર પોસહ—સાંસારિક વ્યાપાર કોઈ પ્રકારનો ન કરવો તે.

૪ બ્રહ્મચર્ય પોસહ—બ્રહ્મચર્ય પાળવું તે.

આમાં પાછળના ત્રણ પ્રકારના પોષહ સર્વથી કરવાના છે. અને આહાર પોષહ દેશથીને સર્વથી બંને પ્રકારે થઇ શકે છે.

## આ વ્રતના પાંચ અતિચાર—

૧ અપ્પડિલેહિય સજ્જાસંથારએ—શય્યા સંથારાની બરાબર પડિલેહણ ન કરવી તે.

૨ અપ્પમજ્જિય દુપ્પમજ્જિય સજ્જા સંથારએ—શય્યા સંથારો બરાબર ન પુંજવો, ન પ્રમાર્જવો તે.

૩ અપ્પડિલેહિય દુપ્પડિલેહિય ઉચ્ચારપાસવણ ભૂમિ—ઠલા માત્રાની જગ્યા બરાબર પડિલેહવી નહીં તે.

૪ અપ્પમજ્જિય દુપ્પમજ્જિય ઉચ્ચાર પાસવણ ભૂમિ ઠલા માત્રાની જગ્યા બરાબર ન પ્રમાર્જવી તે.

૫ પૌષધ વિધિ વિવરીએ—પૌષધ ટાઇમસર ન લેવો તથા જલદી પારવો તે.

આ પાંચ અતિચાર જાણવા પણ આદરવા નહીં.

## ૧૨ અતિથિ સંવિભાગ વ્રત—[ચોથું શિક્ષા વ્રત]

મુખ્ય રીતિએ આઠ પહોરના ચૌવિહાર ઉપવાસવાળા પોસહને પારણે એકાસણું કરી જિનપૂજા કરી મુનિરાજને પ્રતિલાભી જેટલી ચીજ મુનિરાજ વહોરે

તેટલીજ વાપરવી. આ રીતે અતિથિ સંવિભાગ વ્રત વરસ ૧) માં(            )કરવા

અથવા તેમ ન બને તો પોષધ વિના મુનિરાજને દાન આપ્યા પછી જમવું. આવી રીતે પણ બની શકે છે. અથવા આખા વર્ષમાં ઉત્તમ મુનિરાજનો જોગ ન બને તો ઉત્તમ સધર્મીભાઇને(            )વાર જમાડીને જમવું તેમ પણ છેવટ થઇ શકે.

## આ વ્રતના પાંચ અતિચાર—

૧ સચિત્ત નિક્ષેપ—સચિત્ત વસ્તુ અચિત્ત વસ્તુમાં નાંખી વહોરાવવી તે.

૨ સચિત્ત પિહિણુ—સચિત્ત વસ્તુવડે ઢાંકેલ અચિત્ત વશ્તુ આપવી તે.

૩ અન્ય વ્યપદેશ—પોતાની વસ્તુ બીજાની છે એમ કહીને ન આપવી તે. બીજાની વસ્તુ પોતાની છે એમ કહીને આપવી તે.

૪ સમત્સર દાન—મત્સર કરીને મહાત્માને દાન આપવું તે.

૫ કાલાતિક્રમ—વહોરાવવાનો સમય વીત્યા પછી દાન દેવાનો આગ્રહ કરવો તે.

આ પાંચ અતિચાર ટાળીને સાધુ–સાધ્વીને દાન આપવું.

સાતમા ભોગોપભોગ વ્રતમાં ચૌદ નિયમ ધારવા-વાળા જેઓને યાદી રહેતી ન હોય તેવા જીવોએ જાવ-જીવ સુધી પ્રથમ નિયમ કરી લેવા. પછી ધીમે ધીમે અભ્યાસ પડી જાય ત્યારે નિત્ય ધારવા અને સંક્ષેપવા. જાવજીવના કેવી રીતે ધારવા ? તે બતાવે છેઃ—

૧ સચિત્ત—મારે જાવજીવ હમેશાં ૫–૦ સચિત્ત ખપે, તેથી વધારે નહીં, હમેશાં ૫–૭ સચિત્ત રાખવાથી તેટલીજ ક્રિયા લાગે, વધારેની ન લાગે.

૨ દ્રવ્ય—જાવજીવ સુધી હમેશાં ૧૫ કે ૨૦–૨૫ દ્રવ્ય વાપરવા તે ઉપરાંત નહીં.

૩ વિગઇ—જાવજીવ સુધી છ વિગયમાંથી ગમે તે એક વિગયનો ત્યાગ કરવો.

૪ વાનહ—પગરખાં, મોજાં જાવજીવ સુધી નિરંતર આટલી જોડ પહેરવી.

૫ તંબોલ જાવજીવ સુધી હંમેશાં શેર.(        ) મુખવાસ વિગેરે વાપરવું.

૬ વત્થ—વસ્ત્ર જાવજીવ હમેશાં આટલાં વસ્ત્ર પહેરવા.

૭ કુસુમ—સુંઘવાનું જાવજીવ સુધી હમેશાં આટલા શેર(        )સુંઘવું.

૮ વાહન—ગાડા, ઉંટ, રેલગાડી, આગબોટ વિગેરે મારે જાવજીવ સુધી હમેશાં આટલાં (        )વાપરવા.

૯ શયન—પલંગ, માંચી, ખાટલા વિગેરે (    ) ખપે જાવજીવ સુધી

૧૦ વિલેપન—જાવજીવ હમેશાં મારે આટલા(   )શેર ખપે.

૧૧ બ્રહ્મચર્ય—જાવજીવનું પરિમાણ કરે, પછી જેમ જેમ સંકોચ કરવો હોય તેમ થઈ શકે.

૧૨ દિશિ—જાવજીવ હમેશાં દશે દિશિ ગાઉ(   ) સુધી જવું ખપે.

૧૩ નાણુ—જાવજીવ સુધી હમેશાં(   ) વાર સ્નાન કરવું.

૧૪ ભત્ત—ભાતપાણી જાવજીવ સુધી હમેશાં અમુક શેર (    ) ખપે.

ઉપર બતાવેલ કોટી જો કે રોજ સવારે ધારે અને સાંજે સંક્ષેપા લાભ લઇ શકે તે અપેક્ષાએ ઘણી ન્યૂન છે, તથાપિ જે જીવો મૂળથીજ ધારતા નથી તેની અપેક્ષાએ હજારો લાખો ગણી લાભદાયક છે. જેમકે જેઓ મુદલ ધારતા નથી તેઓને તો સચિત્ત પારાવાર મોકળું રહ્યું, અને જાવજીવ જેણે ૫-૧૦-૧૫ સચિત્ત રાખ્યા તે તમામની ક્રિયાથી છુટીને છેવટ પંદરની ગણતરીમાં આવ્યો.

તેવીજ રીતે દ્રવ્ય પણ ન ધારનારને અસંખ્યાતા છુટા રહ્યા, અને જાવજીવ સુધી ધારનારને ૨૦-૨૫ કે ૪૦ જ બાકી રહ્યા. આ પ્રમાણે તમામ બાબતમાં સમજી લેવું. જેથી મુદલ નહીં ધારનારની અપેક્ષાએ જાવજીવ સુધીની ગણુતરી કરવાવાળાને ઘણીજ ઓછી ક્રિયા લાગે છે.

વળી જેણે જાવજીવને માટે ઘણી વસ્તુની છુટ કદાચ રાખી હોય તો તે ધીમે ધીમે ઓછી પણ કરી શકે છે ને છેવટ નિત્ય ધારવાની પણ સુગમતા તેને થઇ શકે છે. જે જીવો બીલકુલ નિયમ ધારતા નથી તેઓએ આ વાત લક્ષમાં લઈ તેને અમલમાં મૂકવી. જાવજીવનો નિયમ લેનારને દરરોજ સાંજે સંક્ષેપવાની જરૂર નહીં.

## બાવીશ અભક્ષ્યનાં નામ—

| | | |
|---|---|---|
| ૧ મધ | ૨ માખણ | ૩ મદિરા |
| ૪ માંસ | ૫ ઉંબરાનાં ફળ | ૬ વડના ટેટા |
| ૭ કોઠીંબડાં | ૮ પીપળાની પેપડી | ૯ પીપરના ટેટા |
| ૧૦ કૃત્રિમ બરફ | ૧૧ ઝેર, અફીણ, સોમલ વિગેરે | |
| ૧૨ કરા | ૧૩ કાચી માટી | ૧૪ રાત્રી ભોજન |
| ૧૫ બહુ બીજ | ૧૬ બોળ અથાણું | ૧૭ વીદળ |
| ૧૮ રીંગણાં | ૧૯ અજાણ્યાં ફળ | ૨૦ તુચ્છ ફળ |
| ૨૧ ચલિતરસ | ૨૨ અનંતકાય | |

## બત્રીશ અનંતકાયનાં નામ—

| | | |
|---|---|---|
| ૧ સુરણકંદ | ૨ વજ્રકંદ | ૩ લીલી હળદર |
| ૪ બટેટા (આલુ) | ૫ લીલો કચુરો | ૬ સતાવરી |
| ૭ હીરલી કંદ | ૮ કુંવાર | ૯ થોર |
| ૧૦ ગળો | ૧૧ લસણ | ૧૨ વંશ કારેલા |

૧૩ ગાજર ૧૪ લુણી ૧૫ લોઢી
૧૬ ગિરીકર્ણીકા ૧૭ કુમળા પાન ૧૮ ખરસૈયો
૧૯ થેગ ૨૦ લીલી મોથ ૨૧ લુલીના ઝાડની છાલ
૨૨ ખીલોડા ૨૩ અમૃતવેલી ૨૪ મુળાના કાંદા
૨૫ ભુમિફોડા (બિલાડીના ટોપ) ૨૬ નવા અંકુરા
૨૭ વથુલાની ભાજી ૨૮ સુવેરવેલ ૨૯ પાલકાની ભાજી
૩૦ કુણી આંબલી ૩૧ રતાળુ ૩૨ પિંડાળુ

## નીચે બતાવેલી સૂચનાઓ વ્રતધારીઓએ ખાસ લક્ષમાં રાખવી.

શાસ્ત્રકાર મહારાજાઓએ નરકના ચાર દ્વાર બતાવ્યા છે તેનાથી હમેશાં દૂર રહેવું. યદુકતં.

**चत्वारो नरकद्वाराः, प्रथम रात्रिभोजनम्. ।**
**प स्त्रीगमनं चैव, संधाऽनंतकायिकम्. १**

ચાર નરકના દ્વાર કહ્યા છે, તેમાં પ્રથમ રાત્રી ભોજન–રાત્રીભોજન કરનારને રાત્રીએ કદાચ જુ, કીડી, કરોળીઓ વિગેરે આવી જાય તો જળોદર, તથા કોઢ વિગેરે રોગોત્પત્તિ થાય છે. વળી બુદ્ધિનો નાશ થાય છે, એમ અનેક પ્રકારની હાનિ તો આ ભવમાં થાય છે, ને પરભવમાં નરકાદિક દુર્ગતિમાં જવું પડે છે, માટે રાત્રી ભોજન કોઇ દિવસ પણ કરવું નહીં. ચારે આહારનો ત્યાગ કરવો ઉત્તમ છે. છેવટ તેમ ન બને તો તિવિહાર કરી પાણી મોકળું રાખવું.

છેવટ દુવિહારથી તો ઓછું કરવું જ નહીં, દુવિહારવાળાને મુખવાસ તથા દવા વપરાય છે, પરંતુ તે આગારવાળાઓએ પણ બીડી કે સાફી વિગેરે તો પીવીજ નહીં. તે બહુજ દોષનું કારણ છે. પુરાણ આદિ હિંદુ શાસ્ત્રોમાં પણ રાત્રી-ભોજનનું મહા પાપ કહ્યું છે.

બીજું પરસ્ત્રી નરકનું દ્વાર છે. આ લોકમાં કીર્તિને કલંક લગાડનાર છે. પોતાના કુળને મસીના કુચા સમાન છે. પરલોકમાં તે વ્યસનવાળાની ભારે ખરાબી થાય છે. સુરસુંદરનો પુત્ર સુંદર રાજાની રાણીમાં આસક્તિવાળો હોવાથી તેને આ ભવમાં રાજાએ આખા શરીરની ચામડી ઉતારી ખાર ભરી શુળી ઉપર ચડાવ્યો અને પરલોકમાં નરકે ગયો. ઇત્યાદિક અનેક દ્રષ્ટાંતો શાસ્ત્રમાં છે.

ત્રીજું સંધાન કેતાં બોળ-અથાણું, તે અનેક વનસ્પતિઓનું થાય છે. કેરીનું, લીંબુનું, ગુંદાં, કેરડાં, મરચાં પ્રમુખનું અથાણું ત્રણ દિવસ ઉપરાંત અભક્ષ છે. ચોથે દિવસે તેમાં બેઇંદ્રિય જીવ ઉપજે છે. અને એઠે હાથે સ્પર્શ કરે તો પંચેન્દ્રિય જીવ પણ ઉપજે છે. અન્ય દર્શનીઓના શાસ્ત્રમાં પણ બોળ-અથાણું નરકદ્વાર તુલ્ય ગણ્યું છે. ઉપર જે ત્રણ દિવસ સુધી વાપરવાનું કહ્યું છે તેમાં પણ જે ફળમાં ખટાસ હોય અથવા ખટાશવાળી વસ્તુ જે અથાણામાં ભેળવી હોય તેજ ત્રણ દિવસ ખપે. ગુવાર, ચીભડા, મરચાં પ્રમુખનું અથાણું કે જેમાં ખટાઈ નથી તે તો એક રાત્રી વીતી કે બીજે દિવસે તે અભક્ષ થાય. કેરી કે લીંબુની સાથે આથ્યું હોય તો ત્રણ

દિવસ ખાવામાં બાધક નથી. તેમાં પણ જો શેકેલી મેથી વિગેરે કાંઇ ધાન્ય નાખ્યું હોય તો બીજેજ દિવસે વાસી થવાથી અભક્ષ્ય છે, કારણ કે મેથી ધાન્ય છે જેથી મેથી કે આટો વિગેરે નાખેલ હોય તો તેજ દિવસે વપરાય. ઉપર બતાવેલાં તથા બીજાં પણ અથાણાને ત્રણ તડકા આપ્યા પછી કેટલાક વાપરે છે, પરંતુ તે ત્રણ તડકાથી સુકાઇ ન ગયું હોય તો કામ ન આવે. ત્રણ તડકાનું ચોકસ પરિમાણ નહિ, જ્યારે સુકાઈને એકદમ સુકું બંગડી જેવું થાય તેવા તડકા આપ્યા હોય તો તે ખપે છે. તે પણ જ્યાં સુધી વર્ણ ગંધ રસ ફરે નહીં ત્યાં સુધી ભક્ષ્ય સંભવે છે, ઇત્યાદિક બરાબર ધ્યાનમાં રાખવું. બોળ અથાણું કોઇપણ રીતે રસેન્દ્રિયની લોલુપતાથી વાપરી જીંદગી બગાડવી નહીં.

ચોથું અનંતકાય તે પણ નરકનું દ્વાર છે કારણ જે એક રસેન્દ્રિયની લોલુપતા માટે અનંત જીવોને હાની કરવી તે મહા અનર્થનું કારણ છે. તેથી બત્રીશ અનંતકાયનો સર્વથા ત્યાગ કરવો જોઇએ. એટલે અનંતા જીવોને અભયદાન મળે. કેટલાક જીવો એક વરસમાં અમુક શેરની છુટ રાખે છે તેઓએ યાદ રાખવું જોઇએ કે તેટલી છુટ રાખવાથી પણ અનંત જીવોને હાની થશે તેથી કાંઇ શરીર સારૂં નહીં થઇ જાય, માટે ભવભીરૂ જીવોએ તો અનંતકાયથી સતત્ દુર રહેવું.

કાચા ગોરસની સાથે કઠોળ વાપરવું નહીં. કેટલાક જીવો જમતી વખત દહીં છાશ કે શીખંડની સાથે દ્વિદળવાળી વસ્તુ કઠોળ પ્રમુખ ખાવામાં બીલકુલ ઉપયોગ રાખતા નથી, દહીં છાશ વિગેરે કાચા ગોરસની સાથે કઠોળનો સંબંધ લેશમાત્ર થયો કે તુરતજ અસંખ્ય જીવોની ઉત્પત્તિ થાય છે.

કેટલીક વખત કેટલાક ગામોમાં શિખંડ વિગેરેના જમણમાં કઠોળ પણ કરવામાં આવે છે. તે વખત જમનારાઓએ ભારે વિવેક જાળવવાની જરૂર છે. પ્રથમ શીખંડ પુરી જમી રહ્યા પછી તે વાસણ ધોઈ હાથ તથા મુખને પણ સાફ કરી પછી બીજી થાળી કે વાટકો લઇને કઠોળનું ભોજન કરવું. અથવા પ્રથમ કઠોળ જમ્યા હોઇએ તો તે ભાજન સાફ કરી જુદું મુકવું ને બીજા ભાજનમાં શીખંડ દહીં છાશ વિગેરે વાપરવું. જમણવાર કરનારાઓએ પણ આ લક્ષબિંદુ યાદ રાખવું. નહીતર જમાડવાના લાભ કરતાં ઘણા દોષોનું સેવન કરવાથી ભારે અનર્થ થશે.

આદ્રા પછી કોઇપણ જાતની કેરી વાપરવી નહિ-ખાવી નહિ, તેમ આદ્રા પહેલાં પણ ઘણી કેરાનો સંગ્રહ રાખવો નહિ કે જેથી આદ્રા પછી ઉપભોગમાં લેવી પડે. કારણ કે આદ્રા બેઠા પછી કેરીમાં ઘણા જીવોની ઉત્પત્તિ થવાથી તે અભક્ષ થાય છે. પ્રભુની આજ્ઞાનું ઉલ્લંઘન થવાથી અનર્થકારી છે.

પાણી પીવાનું ભાજન તદ્દન જુદું રાખવું. જે લોટો કે પ્યાલો મુખે માંડયો હોય તેને ફરીથી ગોળામાં ઘાલી તમામ પાણી બગાડવું નહીં. કેટલાક માણસને ચેપી રોગ હોવાથી અન્ય મનુષ્યોને તેનો સંબંધ થાય છે. વળી અસંખ્ય સંમૂર્છિમ જીવોની ઉત્પત્તિ થવાથી ઘણા જીવોનો નાશ થાય છે. વ્યાવહારથી પણ વિરૂદ્ધ છે. જેથી ગોળામાંથી પાણી લેવાનો લોટો જુદોજ રાખવો. આવી ગડબડ ઘણા જૈન ભાઇઓમાં પ્રવેશ કરી રહેલ છે, પણ તે ભારે અનર્થનું મૂળ છે, માટે ચતુરાઈ રાખી એઠું પાણી ન પીવાય તે લક્ષ ચુક્વું નહીં.

ફાગણ શુદિ ૧૫ થી તે કાર્તિક શુદિ ૧૫ સુધી ભાજી પાંદડાં માત્ર જીવોની હિંસા હોવાના કારણે વર્જવાં કહ્યા છે, તેમાંના કેટલાક નામો આ નીચે બતાવેલ છે.

મેથીની ભાજી, તાંજળીયાની ભાજી, કોથમીરની ભાજી, સુવાની ભાજી, ઠાંભાની ભાજી, અળવીના પાંદડા, પોપટા, તલસીના પાન, નાગરવેલના પાન, અજમાનાં પાન, મુળાનાં પાંદડાં, ગુલાબનાં ફુલ, લુણીની ભાજી.

આવી લીલોતરીઓ આઠ માસ તો સર્વથા વર્જવા યોગ્ય છે. કેટલાક ગામોમાં દાળ વિગેરેમાં ચોમાસામાં પણ કોથમીર કે બીજી ભાજી નાખીને દાળને પણ અભક્ષ્ય બનાવે છે, જેથી મુનિરાજ કે સાધ્વીજીને પણ તેવી દાળ લેવી કલ્પતી નથી, માટે આવા ભાજીપાલાની બાબતમાં ઉપર બતાવેલ આઠ માસ તો ભવભીરૂ શ્રાવક

શ્રાવિકાઓએ જરૂર સાચવવા. કેમકે સેજસાજ સ્વાદ કરવા જતાં ભારે હાનિ થાય છે. તેથી તેવી ચીજો નિષેધ કરેલા સમયમાં બીલકુલ વાપરવીજ નહીં.

ચોમાસાના કાળમાં અશાડ શુદિ ૧૪ થી કાર્તિક શુદિ ૧૪ સુધી દુધનો માવો જે દિવસનો બનાવેલ હોય તેજ દિવસે ખપે. બદામ, સોપારી વિગેરે પણ તેજ દિવસનાં ભાંગેલાં કલ્પે. લીલું શ્રીફળ તેજ દિવસે કલ્પે. કાચી ખાંડ ચોમાસા પહેલાં ધોવરાવી હોય તો ભક્ષ્ય, નહીંતર ચોમાસામાં કાચી ખાંડ કલ્પે નહીં, તે અભક્ષ્ય ગણાય. સુખડી પ્રમુખનો કાળ જે કહ્યો છે તે પહેલાં પણ કદાચ બીજેજ દિવસે બગડી જાય તો તેને અભક્ષ્ય સમજવી.

ઇત્યાદિ ભક્ષ્યાભક્ષ્યનો વિચાર કરી સુજ્ઞ જનોએ ભક્ષ્ય વસ્તુઓજ ઉપયોગમાં લેવી અને સાતમા વ્રતમાં તપાસી ભક્ષ્યની ગણતરી કરવી. જેથી વ્રત પણ શોભી નીકળશે. ભક્ષ્યાભક્ષ્યનો વિશેષ ભેદ જાણવા માટે શ્રાદ્ધવિધિ તથા અભક્ષ્ય અનંતકાય વિચાર નામનાં પુસ્તકો જોવાં, જેથી બહુ ફાયદો થશે.

શ્રાવકશ્રાવિકાઓએ સમ્યકત્વ મૂળ બાર વ્રત ઉચ્ચરવા ઘણાજ જરૂરી છે. ઉપાસક દશાંગ સૂત્રમાં આણંદ કામદેવ જેવા મહા સમર્થ શ્રાવકોએ સમ્યકત્વ મૂળ બાર વ્રતો ગ્રહણ કર્યા છે તેની વિગત આપેલી છે.

આજના કાળમાં વ્રત લેનારાઓએ માર્ગાનુસારીના (૩૫) પાંત્રીશ ગુણ જે ઘણા ગ્રન્થોમાં ચરિત્રોમાં બતા-

વ્યા છે તે (૩૫) ગુણને યાદ કરવા. બની શકે ત્યાં સુધી તમામ છેવટે તેમાંથી થોડા ઘણા પણ જરૂર પાળવા. તેનાથી વ્રતરૂપી આરીસો ઘણો ઉજ્વલ થશે. તેવા ગુણોથી શુન્ય હશો તો સમ્યકત્વ વિગેરે બરાબર ઝળહળશે નહીં. મનુષ્ય જીંદગી માટે તે ૩૫ ગુણ બહુજ કિંમતી છે. જીંદગીને સુધારાપર લાવનાર છે. સમ્યકત્વ તથા બાર વ્રતને પ્રકાશિત કરનાર છે. ઉભય લોકમાં ઘણાજ હિતાવહ છે. જેથી સુજ્ઞ ભાઇબ્હેનોને લક્ષમાં લેવા અને પાળવા ખાસ ભલામણ છે.

ઉપર બતાવ્યા પ્રમાણે સમક્તિ સહિત શ્રાવકના બાર વ્રત જે ભાંગે ગ્રહણ કરવા તે ભાંગે-તે પ્રમાણે બરાબર પાળવાં. બનતાં સુધી અતિચાર પણ લગાડવા નહીં. અતિચારો જે જે વ્રતના લખ્યા છે તેને બરાબર સમજવા. તેને દૂર કરવા માટે કટીબદ્ધ થવું. બનતાં સુધી યાદ પણ રાખવા. તેમાં કદાચ કોઇ વાર દોષ લાગે તો ગુરૂમહારાજ પાસે તેની આલોયણ લઇ શુદ્ધ થવું.

અનાદિ કાળથી સંસારમાં ભ્રમણ કરતાં અનંતો કાળ ગયો, પરંતુ મનુષ્ય જન્મ, આર્ય દેશ, નિરોગી શરીર, દેવગુરૂ ધર્મનો સંયોગ વિગેરે ઉત્તરોત્તર શુભ સામગ્રી અનંતી પુણ્યની રાશી એકત્ર થાય તોજ મળી શકે. તેવી સામગ્રી મળ્યા છતાં કેટલાએક જીવો પુદ્ગલાનંદી બની મોજશોખમાં કાળને ગુમાવી આત્મહિત શોધી શકતા નથી, જેથી ભવાન્તરમાં તેવા જીવોને બહુજ

મુશ્કેલી અનુભવવી પડે છે. માટે સુજ્ઞ અને શાણા મનુષ્યે સમ્યકત્વ સહિત બાર વ્રત લેવા જોઇએ અને શ્રાવક શ્રાવિકાઓએ આત્મહિત સાધવા માટે વ્રતો લીધા પછી તેને પાળવા માટે હમેશાં ઉદ્યમવંત રહેવું જોઇએ. આ સંસારની મોહસ્વરૂપ ભ્રમણાથી બચવાને માટે તેમજ રાગદ્વેષ રૂપી અંતરમળ ધીમે ધીમે ખસેડવા માટે અને મનુષ્ય જીંદગીને સુધારવા માટે સમ્યકત્વ મૂળ બાર વ્રતનું પાલન કરવું તે અપૂર્વ સાધન છે. આવા સાધનની પ્રાપ્તિ વારંવાર થતી નથી, તેથી મહા પુણ્યના ઉદયથી મળેલા સાધનને સિદ્ધ કરવા ઉપર બતાવેલ વ્રતાદિનું યથાસ્થિત પાલન કરી આત્મશ્રેય જલદી કરી લેવું તેજ સર્વોત્તમ માર્ગ છે.

ઇતિ.

---

## ૧ સમ્યકત્વની ગહુંલી.

સજની મોરી સમ્યકત્વ પાળો નર નારીરે,
સજની મોરી આતમને હિતકારીરે;
સજની મોરી સડસઠ બોલે અલંકરીયુંરે,
સજની મોરી સકલ ગુણોથી ભરીયુંરે. ૧.
સજની મોરી તે વિના સઘળું નકામુંરે,
સજની મોરી અંક વિના જેમ નામુંરે;
સજની મોરી લેખામાં નવી તે ગણાયેરે,
સજની મોરી શ્રદ્ધા વિણ તેવું જણાયેરે. ૨.

સજની મોરી સુદ્ધ દેવ ગુરૂ કહીએરે.
સજની મોરી અહિંસા ધર્મ લહીએરે;
સજની મોરી વ્યવહાર નિશ્ચય વખાણોરે,
સજની મોરી આદિ અનેક ભેદ જાણોરે. ૩.
સજની મોરી શ્રી સિદ્ધાંતમાં ભાખ્યુરે,
સજની મોરી જે જને તે સુખ ચાખ્યુંરે;
સજની મોરી તે થયા શિવ વિલાસીરે.
સજની મોરી અમે પણ તેહના આશીરે. ૪.
સજની મોરી મિથ્યા તિમિર મહા ટાળોરે,
સજની મોરી જિનઆજ્ઞા નિત્ય પાળોરે;
સજની મોરી ભક્તિ કરો સુખકારીરે,
સજની મોરી શાસ્વત સુખ લહો ધારીરે. ૫.



## ૨. બાર વ્રતની ગહુલી.

બાર વ્રત ભવી આદરોજીરે, આતમને હિતકાર;
શ્રાવકપણું સાર્થક કરોજીરે, પામ્યા મનુ અવતાર,
સુગુણ નર ! ધર્મ સદા સુખકાર.
જીમ પામો ભવપાર, સુગુણ નર ! ધર્મ સદા સુખકાર. ૧.

શ્રદ્ધા વિવેક ક્રિયા થકી જીરે, શ્રાવક નામ ગણાય;
પૂરણ રીતે આરાધતાં જીરે, અષ્ટધા કર્મ હણાય.
સુગુણ નર ! ધર્મ. ૨
સીડી વીના જેમ મેડીએ જીરે, ચડી શકે નહિ કોય;
મુક્તિ મ્હેલે જાવા ભણીજીરે, એ નીસરણી હોય.
સુગુણ નર ! ધર્મ૦ ૩
ચોથું વ્રત એહમાં કહ્યું જીરે, સર્વોપરી જયકાર;
ત્રિકરણયોગે આરાધતાં જીરે, સિદ્ધિ પામ્યા નર નાર.
સુગુણ નર ! ધર્મ૦ ૪
એકેકા પણ વ્રત થકી જીરે, દુઃખ દૂરે સવી જાય;
ભકત ધરે વ્રત બારને જીરે, શિઘ્ર સિદ્ધિ સુખ થાય.
સુગુણ નર ! ધર્મ૦ ૫

## ૩. શ્રી શ્રાવકના બાર વ્રતની સઝાય.

## ॥ ઉપાધ્યાયશ્રી માનવિજયજી કૃત. ॥

॥ ઢાળ પહેલી ॥ ચોપાઈ ॥ શ્રી જિનવીર વદે શુભ વાણ, શ્રાવક સાધુ ધર્મ અહિનાણ ॥ દેશવિરતિ શ્રાવકનો ધર્મ, આદરો ભવિજન સમજી મર્મ ॥ ૧ ॥ સમકિત મૂળ અણુવ્રત પંચ, ત્રણ ગુણવ્રતનો છે પરપંચ ॥ ચઉ શિક્ષાવ્રત એ વ્રત બાર, પ્રથમ કહું સમકિત

વિસ્તાર ॥ ૨ ॥ દોષ અઢાર રહિત અરિહંત, દેવ ખરા ગુરૂ સાધુ મહંત ॥ પંચ મહાવ્રત ધારી જેહ, ધર્મ જિનેશ્વરભાષિત તેહ ॥ ૩ ॥ પચખો પ્રથમ મિથ્યાત્વ ચઉભેદ, લૌકિક ને લોકોત્તર ભેદ ॥ દેવ અને ગુરૂગત એ દોય, એકેકે જોડે ચઉ હોય ॥ ૪ ॥ એ ચઉપય હોયે દ્રવ્યથી, વિવરીને છાંડો શુભમતિ ॥ હરિ હર બ્રહ્માદિક જે દેવ મુકિતદાયદ ગણી ન કરૂં સેવ ॥ ૫ ॥ પરતીર્થી પાખંડી જેહ, ગુરૂબુદ્ધે વંદું નહિં તેહ ॥ પાત્રબુદ્ધે પોષું નહિં કદા, અનુકંપાદિકે દેવું સદા ॥ ૬ ॥ વંદુ નહિં જિન ભવફલ અત્થિ, જિનપ્રતિમા પરતિત્થિ હત્થિ ॥ પાસત્થાદિક જે અગિયત્થ, ભાવે ન નમું ન કરૂં સત્થિ ॥ ૭ ॥ ક્ષેત્ર થકી અહિં ને પરદેશ, ન કરૂં મિથ્યામતનો લેશ ॥ જાવજીવં થિરતા કાળથી, આતમશક્તિ લગે ભાવથી ॥ ૮ ॥ નૃપ ગણબલ સુર અભિયોગેણ, ગુણ નિગ્ગહ વિત્તીકંતારેણ ॥ છ છિંડી વિણુ ન કરૂં મિત્થ, ચાર આગાર પ્રત્યે પણ ઈત્થ ॥ ૯ ॥ સમકિત આદરીયે ઈણ રીતિ, અતિચાર પણ ટાળો નીતિ ॥ ઉન્નતિ કીજે જિનશાસનને, ચઢતે ઉત્સાહે નિજમને ॥ ૧૦ ॥ વિધિશું દેવ અને ગુરૂ વંદિ, નિત્ય પચ્ચખ્ખાણ કરી આનંદિ ॥ સાતે ક્ષેત્રે ધન વાવિયે, પંચ પરમેષ્ઠિ સદા ધ્યાઈએ ॥ ૧૧ ॥ સંઘ વિનય

કીજે ભકિતશું, નહિતો સમકિત હોયે કિશ્યું ાાપંચ શુદ્ધિ
વિધિશું ભવિજના, વ્રત આદરીયે થઈ શુભમના ાા ૧૨ ાા

ાા ઢાળ બીજી ાા રાગ પરજીયો ાા સ્થૂલ પ્રાણા-
તિપાત વિરમણ, પ્રથમ અણુવ્રત કહ્યું જિને ાા નિર-
પરાધ ત્રસ જીવ ન હણું, સંકલ્પી નિરપેક્ષીને ાા ૧૩ ાા
ધરો શ્રાવક વિરતિ ભવિજન, ત્રસની અવિરતિ ઉતરે
ાા અવિરતે ભવભ્રમણ હોવે, વિરતિથી ભવજલ તરે
ાા ૧૪ ાા ધરો શ્રાવક વિરતિ ભવિજન ાા એ આંકણી ાા
હણાવું પણ નહીં ત્રિકરણે, એમ પહેલું વ્રત કહ્યું ાા
સ્થૂલ મૃષાવાદ વિરમણ, અણુવ્રત બીજું કહ્યું ાા ધ૦ ાા
ાા ૧૫ ાા કન્યકા ગો ભૂમિ અલિઅં, બોલું બોલાવું નહીં ાા
થાપણમોસો સાક્ષી કૂડી, દુવિધ ત્રિવિધે પણ નહીં
ાા ધ૦ ાા ૧૬ ાા દ્વિપદ ચઉપદ સરવ જાણિ, ધૂર તિગ
અલીયથી ાા સ્થૂલ અદત્તાદાન વિરમણ, ત્રીજું વ્રત
ધરો અવશ્યથી ાા ધ૦ ાા ૧૭ ાા પડી મૂકી ગઇ આવી,
વસ્તુ ચોરી ત્રિકરણે ાા ન કરૂં કરાવું કિવારે, ચોર
નામ લહે જિણે ાા ધ૦ ાા ૧૮ ાા સ્વદારા સંતોષ અથવા,
અન્યદારા વર્જના ાા સ્થૂલ મૈથુન વિરતિ ચોથું, અણુ-
વ્રત ધરો સજજના ાા ધ૦ ાા૧૯ાા યોષિતા તો દાર શબ્દે,
પુરૂષ અર્થ ધરી મને ાા દિવ્ય મૈથુન દુવિધ ત્રિવિધે,

મનુષ્યનું ઇકવિધ તને ॥ ધ૦ ॥ ૨૦ ॥ તિરિયનું ઈક-
વિધ ત્રિકરણે, એમ ભાંગે મન ધરો ॥ સ્થૂલ પરિગ્રહ
વિરતિ પંચમ, વ્રતે પચ્ચખ્ખામિ કરો ॥ધ૦॥ ૨૧ ॥ ઈહાં
નવવિધ પરિગ્રહની, કરવી સંખ્યા તે સહી ॥ માન ઉ-
પર અધિક ત્રિકરણે, રખાવું રાખું નહીં ॥ ધ૦ ॥ ૨૧ ॥

॥ ઢાળ ત્રીજી ॥ રાગ સારંગ—મલ્હાર ॥ ઈડર આંબા
આંબલી રે ॥ એ દેશી ॥ છઠ્ઠાદિગ્ વિરમણ વ્રતે રે, દશ
દિશિ કીજે માન ॥ જાવા મોકલવા તણું રે, તિગ-
કરણે સાવધાન ॥૨૩॥ ભવિજન ! આદરીયે વ્રત અંગે,
જિમ વરીયે શિવવધુ રંગે ભવિજન ! આદરીયે વ્રત અંગે-
॥ એ આંકણી ॥ સાતમું વ્રત દુવિધા ધરો રે, ભોગોપભોગ
પરિમાણ ॥ ભોજનથી ને કર્મથી રે, તજ અભક્ષ્યા-
દિક જાણ ॥ ભવિ૦ ॥ ૨૪ ॥ ઉંબર પીપર પીપરડી
રે, વડ કઠુંબ વર પંચ ॥ સુરા માંસ માખણ મધૂ રે,
હિમ વિખ કરહા વંચ ॥ ભ૦ ॥ ૨૫ ॥ રાત્રિભોજન
માટી સવે રે, અથાણું બહુબીજ કાચા ગોરસશું
મળ્યું રે, વિદલ વંત્યાક નહીંજ ॥ ભ૦ ॥ ૨૬ ॥ જે તુચ્છ
ફલ મહુડાદિકાં રે, અજાણ્યાં ફળ ફુલ ॥ વર્ણાદિક
જસ બિગડોયાં રે, એહ ચલિતરસશૂલ ॥ ભ૦ ॥ ૨૭ ॥
વાસી વિદલ પોળી લાપશી રે, જલમાં રાંધ્યું અન્ન ॥

કુત્થિત અન્ન કુલ્યું સવે રે, પક્વાન્નાદિક મન્ન ॥ ભ૦ ॥
॥ ૨૮ ॥ માન પનર વીશ ત્રીશ દિના રે, ઋતુ વર્ષા
ઉષ્ણ શીત ॥ દધિ દિન દોય ગયા પછી રે, છંડો શ્રા-
વક રીત ॥ ભ૦ ॥ ૨૯ ॥ અનંતકાય કુંપલ સવે રે,
કંદમૂળ સવિ વારિ ॥ લૂણી છાલ થોહરિ ગળો રે,
ગિરિકન્ની કુંઆરિ ॥ ભ૦ ॥ ૩૦ ॥ વરિયાલી સત્તાવરી
રે, નીલી મોથી હલદ્ર ॥ અમૃતવેલી લોઢી લૂણી રે,
ભૂમિફોડા ત્યજ ભદ્ર ॥ ભ૦ ॥ ૩૧ ॥ દ્વિદલ અંકુરા
આંબલી રે, કોંલી સૂઅર વાલ ॥ નીલો કચુરો પલ્યં-
કો રે, ઢંક વત્થુલો બાલ ॥ ભ૦ ॥ ૩૨ ॥ વંશકારેલાં
આદિવા રે, બીજા એ પણ જાણ ॥ સમભંગ ગૂઢ
પર્વ શિરા રે, છિન્નરૂહની અહિનાણ ॥ ભ૦ ॥ ૩૩ ॥ સ-
ચિત્તાદિક ચઉદની રે, પ્રતિદિન કરી સંખ ॥ ભોગવું
અધિક ન ત્રિકરણેરે, જાવ જીવ નિઃશંક ॥ ભ૦ ॥ ૩૪ ॥
બંભ દિશિ તનૂયે હુવે રે, ચઉદ નિયમ વિસ્તાર ॥
અશનાદિક આહારની રે, કીજે વિગત વિસ્તાર ॥ ભ૦ ॥
॥ ૩૫ ॥ બીજાએ પણ આરંભા રે, નિયમીયે એણે વ્રત
॥ કર્મથી પન્નર છંડીયે રે, કર્માદાનહ જત્તિ ॥ ભ૦ ॥૩૬॥

॥ ઢાળ ચોથી ॥ રાગ કેદારો ॥ કપૂર હોવે અતિ

ઉજલો રે ॥ એ દેશી ॥ અગ્નિ આરંભે જે હુવેરે, વૃત્તિ તે કર્મ ઇંગાલ ॥ વનસ્પતિ છેદાદિકે રે, વૃત્તિ વનકર્મ કરાલ રે ભવિકા ! ન કરો કર્માદાન ॥ એહનાં ફળ કડવાં નિદાન રે ॥ ભવિકા૦ ॥ ૩૭ ॥ શકટ કરાવવાં વેચવાં રે, સાડીકર્મ અતિ હીન ॥ ભાડાની આજીવિકા રે, ભાડીકર્મ મલીન રે ॥ ભ૦ ॥ ૩૮ ॥ ભૂમિ વિદારી હલાદિકે રે, જીવન ફોડી કર્મ ॥ ત્રસ અંગ આગાર વહોરવે રે, દંતવાણિજ્ય કુકર્મ રે ॥ ભ૦ ॥ ૩૦ ॥ જિહાં જીવ ઉત્પત્તિ તેહનો રે, ન કરો વાણિજ્ય લાખ ॥ મદિરાદિકનું વેચવું રે, રસવાણિજ્ય મ રાખ રે ॥ ભ૦ ॥ ॥ ૪૦ ॥ જીવઘાત નિમિત્તનો રે, વિક્રય વિષ વાણિજ્ય કેશવંત ગો દાસાદિ રે; વેચવે કેશવાણિજ્ય રે ॥ ભ૦ ॥ ॥ ૪૧ ॥ યંત્રવિક્રય યંત્ર પીલવું રે, યંત્રપીલન કર્મ તેહ ॥ નિર્લંછન કર્મ પશુ તણાં રે, અંગછેદન વૃત્તિ જેહ રે ॥ ભ૦ ॥ ૪૨ ॥ દવનું દાન તલાવ સોષેરે, તેહ સર-દ્રહનો શોષ ॥ ક્રૂર કર્મકારી તણું રે, પોષવું અસતીપોષ રે ॥ ભ૦ ॥ ૪૩ ॥ ચઉવિહ અનરથ દંડ છે રે, પ્રથમ આર્ત્તરૂદ્ર ધ્યાન ॥ બીજો પાપ ઉપદેશના રે, ત્રીજો હિંસ્રપ્રદાન રે ॥ ભ૦ ॥ ૪૪ ॥ દાક્ષિણ વિણ અધિકરણ ઘે રે, તુરિય પ્રમાદાચરણ ॥ એહની વિરતિ દુહા

ત્રિકરણે રે, આઠમે વ્રત આચરણ રે ॥ ભ૦ । ૪૫ ॥

॥ ઢાળ પાંચમી ॥ ભોલીડા હંસા રે વિષય ન રાચિયે ॥ એ દેશી ॥ આરતિ રૌદ્ર નિવારિ જેણે તજ્યું, દુગવિધ અઠવિહ સાવદ્ય ॥ ઘટિકા દુગ લગે સમતા તસ નવમું, સામાયિક વ્રત સદ્ય ॥ ૪૬ ॥ પરિણત જન સુણો સદ્ગુરૂ દેશના ॥ એ આંકણી ॥ ।જમ લહો મગ્ગ ઉમગ્ગ ॥ શુદ્ધ પ્રરૂપક દુર્લભ કલિયુગે, તસ ચરણે જે લગ્ગ ॥ તસ પાસે વ્રત મગ્ગ । ૪૭ ॥ પરિણત૦ ॥ છએ દિશિ પરિમાણ ગ્રહ્યું તેહનું, જે સંક્ષેપ સરૂપ ॥ દેશાવકાશિક વ્રત દશમું અહવા, સવિ વ્રત સંક્ષેપ રૂપ ॥ ૪૮ ॥ પરિણત૦ ॥ ॥ અન્ય આરંભ દુવિધ ત્રિવિધે તજો, મુહૂર્ત્તાદિ પ્રમાણ ॥ પ્રતિનિધિ ચઉદ નિયમ વિહાણે ધરો, સંવરો સાંજે સુજાણ ॥ પરિ૦ ॥ ૪૯ ॥ આવશ્યક પર્વ દિવસે આદરો, વ્રત પૌષધ ઉપવાસ ॥ આહાર તનુસત્કાર અબ્રહ્મ તથા સાવદ્યનો ત્યાગ ખાસ ॥ પરિ ॥ ૫૦ ॥ સો ચઉવિહ દુગવિહ તિવિહે કરો, દિન અહોરત્તિ સેસરતિ ॥ દેશથી સર્વથી આહાર પૌષધ ધરો, સર્વથી તિગ સેસ ચિત્ત ॥ પરિ૦ ॥૫૧॥ નવમ એકાદશ દુગ વ્રત આરાધો, પરિણમે આતથિસંવિભાગ ॥ સદ્ગુરૂ સાધુને પડિલાભી, જમે શ્રાવક મહાભાગ

॥ પરિ૦ ॥ ૫૨ ॥ ગુરૂવિરહે દિશિ અવલોકન કરે, સમરો જેણે પ્રતિબુદ્ધ ॥ પડિલાભ્યા વિણ ન જમે ત્રિકરણે, પાળે એ વ્રત શુદ્ધ ॥ પરિ૦ ॥ ૫૩ ॥ એહ વિવક્ષિત ભંગે વ્રત કહ્યાં, સ્થુલથી એ ધરો મન્ન ॥ ભગવઈ અંગે વિવરી ભાખિયાં, ભાંગા એ ગુણવન્ત ॥ પરિ૦ ॥ ૫૪ ॥ ઈમ શ્રાવક વ્રત આદરો ભવિ જના, પાળો તજી અતિચાર ॥ આણંદાદિક પરે સદ્દગતિ લહો, પંચમ ગતિ એણિ સાર ॥ પરિ૦ ॥ ૫૫ ॥ મોક્ષ મારગ એહ બીજો જિન કહ્યો, ઈમ તરીએ સંસાર ॥ શાંતિવિજય બુધ વિનયી વિનય શું; માન કહે હિતકાર ॥ પરિ૦ ॥ ૫૬ ॥ ઈતિ ॥

### ૪ ઉપદેશ વૈરાગ્યની ગહુંલી.

**આવો આવો જસોદાનાં કંત અમ ઘર આવોરે–એ રાગ.**

મન મોહનજી મહારાજ, કાજ સુધારોરે;
લહી માનવનો અવતાર, એળે મ–હારોરે. એ ટેક.
ઈમ વિનવે સુમતિ નાર, બે કર જોડીરે;
બહુ વીતી ગઈ પ્રાણનાથ, બાકી છે થોડીરે. મન૦ ૧
નથી દેહ તમારો એહ, છેહ એ દેશેરે;
નિગુણા સાથે નેહ, નહિ નિરવહેશેરે,
ધન ધાન્ય કુટુંબ પરિવાર, ભાર ઉપાડોરે;
આખર આણીએ એહ, કરશે ભવાડોરે. મન૦ ૨

ઠગમંડળી સહુ મળી નાથ, તમને ફસાવ્યા રે;
લુંટી પુન્ય ખજાનો માલ, લોક હસાવ્યા રે,
આવ્યા કોલ કરીને અત્ર, તે તો સંભારો રે,
લેખું પૂછશે સઘળું તત્ર, નથી ઉધારો રે. મન૦ ૩
મારૂં મારૂં કરો છો કેમ, આવે ન સાથે રે,
બાંધી મુઠીએ આવ્યા અત્ર, જવું ખાલી હાથેરે;
ત્રણ લોકની કિંમત જેહ, એક શ્વાસમાં જાવેરે,
ગયો વખત ફરી મહારાજ, પાછો ન આવેરે. મન૦ ૪
છે કુંડામાંહે રતન, કાઢી શકો તો રે,
છે કરતલમાંહે મોક્ષ જો લહી શકો તો રે;
દેખો દર્પણમાં મ્હેરબાન, કાયા કાચી રે,
ધર્મરત્નની માનો વાત, સઘળી સાચી રે. મન૦ ૫

---

## ૫ શ્રી બારવ્રતની સઝાય.

ભરતને પાટે ભુપતિ રે—એ રાગ.

વર્ણન દ્વાદશ વ્રત તણું રે, સાંભળો ચતુર સુજાણ; સલૂણે૦
વિધિપૂર્વક આરાધતાં રે, લહિએ કેવલનાણ. સલૂણે૦ ૧
અહિંસા વ્રત પહેલું કહ્યું રે, હિંસા ન કરીએ લગાર સલૂણે૦
જુઠું કદિય ન બોલવું રે, સત્ય વ્રત બીજું ધાર. સલૂણે૦ ૨
અસ્તેય વ્રત ત્રીજું કહ્યું રે, ચોરીનો પરિહાર; સલુણે૦
બ્રહ્મચર્ય વ્રત ચોથું કહ્યું રે, સર્વ વ્રતોનો આધાર. સલુણે૦ ૩

**અપરિગ્રહ છે પાંચમું રે, છઠું દિશિ પરિમાણ;** સલૂણે૦
ભોગોપભોગ છે સાતમુંરે, આરાધો ગુણખાણ. સલૂણે૦ ૪
**અનર્થદંડ છે આઠમુંરે, જીવ નકામો દંડાય;** સલૂણે૦
નવમે **સામાયિક** માનવુંરે, આત્મા જાગૃત થાય. સલૂણે૦ ૫
દશમે **દેશાવગાશિકે રે,** થાયે લાભ અથાગ; સલૂણે૦
**પૌષધ વ્રત** અગ્યારમું રે, બારમું અતિથિવિભાગ. સલૂણે૦ ૬
બારે વ્રત આરાધતાં રે, થાયે દેવો સ્હાય; સલૂણે૦
"શ્યામ" ભક્તિથી સેવતારે, વિઘ્નો સધળા જાય. સલૂણે૦ ૭

---

## ૬ પંડિત શ્રી દેવચંદ્રજીકૃત સમકિતની સઝાય.

॥ સમકિત નવિ લહ્યું રે, એ તો રૂલ્યો ચતુર્ગતિ માંહે ॥ ત્રસ થાવરકી કરૂણા કીની, જીવ ન એક વિરાધ્યો ॥ તીન કાળ સામાયિક કરતાં, શુદ્ધ ઉપયોગ ન સાધ્યો ॥ ॥ સમકિત૦ ॥ ૧ ॥ જૂઠ બોલવાકો વ્રત લીનો, ચોરીકો પણ ત્યાગી ॥ વ્યવહારાદિક મહાનિપુણ ભયો, પણ અંતર દૃષ્ટિ ન જાગી ॥ સ૦ ॥ ૨ ॥ ઉર્ધ્વભુજા કરી ઉંધો લટકે, ભસ્મ લગા ધૂમ ગટકે ॥ જટા જૂટ શિર મુંડે જૂઠો, વિણુ શ્રદ્ધા ભવ ભટકે ॥ સ૦ ॥ ૩ ॥ નિજ પરનારી ત્યાગજ કરકે, બ્રહ્મચારી વ્રત લીધો ॥ સ્વર્ગાદિક વાકો ફલ પામી, નિજકારજ નવિ સિધ્યો ॥ સ૦ ॥ ૪ ॥ બાહ્ય ક્રિયા સબ ત્યાગ પરિગ્રહ, દ્રવ્ય લિંગ ધર લીનો ॥ દેવચંદ્ર કહે યા વિધ તો હમ, બહુત વાર કર લીનો ॥ સ૦ ॥ ૫ ॥ ઇતિ ॥

## ૭ શ્રી આત્મોપદેશ સઝાય.

॥ સાસરીયે એમ જઇયે રે, બાઇ! સાસરીયે એમ જઇયે ॥ જિનધર્મ તે સાસરૂં કહીયે, જિનવર દેવ તે સસરો ॥ જિનઆણા સાસુ રઢીયાળી, તેના કહ્યામાં વિચરો રે બાઈ ॥ સાસરીયે૦ ॥ ૧ ॥ અરાં ને પરાં કયાંહિ નવિ ભમીયે, ભમતાં જસ નવિ લહીયે રે બાઇ ॥ સા૦ ॥ એ આંકણી ॥ શિયલ સ્વભાવ સોહે ઘાઘરીયો, જીવદયા કાંચલડી ॥ સમકિત ઓઢણી ઓઢી રે ઝીણી, શંકા મેલે ન ખરડી રે બાઇ ॥ સા૦ ॥ ૨ ॥ નિશ્ચય ને વ્યવહાર તણા બે, પાયે નેઉર ખલકે ॥ બેઉવિધ ધર્મ સાધુ શ્રવકનો, કાને અકોટા ઝલકે રે બાઇ ॥ સા૦ ॥ ૩ ॥ તપતણા બે બેરખા બાંહે, તગતગે તેજે સારા ॥ જ્ઞાન પરમત તણું ને અર્ચા, માંહે પરિણામની ધારા રે બાઈ ॥ સા૦ ॥ ૪ ॥ રાગ સિંદુરનું કીધું ટીલું, શિયલનો ચાંડલો સોહે ॥ ભાવનો હાર હૈયાપર લહકે, દાનનાં કંકણ તોહે રે બાઇ ॥ સ૦ ॥ ૫ ॥ સુમતિ સાહેલી સાથે લઇને, દીઠે મારગ વહીયે ॥ ક્રોધ કષાય કુમતિ અજ્ઞાની, તેહથી વાત ન કરીયે રે બાઇ ॥ સા૦ ॥ ૬ ॥ મિથ્યાત્વી પીયરમાં નવિ વસીયે, રહેતાં અલખામણા થઇયે ॥ મોહ માયા માવતર વીરૂઆં દોહિલો કાલ નિગમીયે રે બાઇ ॥ સા૦ ॥ ૭ ॥ અનુભવ પ્રીતમ સાથે રમતાં, પ્રેમે આનંદપદ લહિયે ॥ વિનયપ્રભસૂરિ પ્રાસાદે, ભાવે શિવસુખ લહીયે રે બાઇ ॥ સા૦ ॥ ૮ ॥

